# સેદ્ધ સંક્ષિપ્ત સામાયિક

અથવા

## ભજન નોકારશી

અને

## ભુના મગુણ સિંવાસણીનાં અર્થ.


લેખક:—

વિનયકાંત ઠક્કર.



પ્રકાશક:—

ડાહ્યાભાઈ મણિલાલ મહેતા

શ્વે. સ્થા. જૈન કોન્ફરન્સ ઓફિસ

૧૭૦, કાંદાવાડી—મુંબાઈ.

# સિદ્ધ સંગીત સામાયક

અથવા



## ભજનનોકારસી



અને

## પ્રભુનામગુણચિંતામણીનાં અર્થ.



લખનાર—રા. રા. વિનયકાન્ત કૃપાશંકર.

### મંગલીકનાં અર્થ.

હે અરિહંત ભગવાન ! મારૂં મંગલ તમે છો !

હે સિદ્ધ ભગવાન ! મારૂં મંગલ તમે છો !

સઘળાં સાધુજી મ્હારે મંગલ છે, અને

કેવળી ભગવાન પણ મારે મંગલ છે ! !

# ધૂનનાં અર્થ.

અરિહંત ભગવાનને નમન કરો!

અરિહંત ભગવાનને જપ્યા કરો!

ભગવંતને ભજને, જન્મ મરણનો ફેરો ટળો!

બે હાથ જોડી—મનનું અભિમાન મુકી; સઘળાં તંત—ભેદ તજીને ભગવંતને ભજો!!

---

# પંચપરમેષ્ટિમંત્ર—નવકાર મંત્રના અર્થ.

[ ૧ ]

જેણે સઘળાં કર્મનો ક્ષય કર્યો છે; એવા હે અરિહંત ભગવાન! હું તમોને નમન કરૂં છું! ૧.

જેણે સઘળાં કામ પૂર્ણ સફળ કર્યાં છે,

એવા સિદ્ધિવાળા હે સિદ્ધ ભગવાન ! હું તમોને નમન કરૂં છું ! અને રટ્યા કરૂં છું. ૨.

છત્રીશ ગૂણ સહીત નંદનવન જેવા, હે આચાર્યજી ! હું તમોને નમન કરૂં છું–વંદન કરૂં છું ! ૩.

પચીસ ગૂણ રૂપ રત્નથી જે શોભે છે, એવા પચીશ ગુણ રત્નને કંઠે ધરૂં છું–સ્મરણ કરૂં છું અને હે ઉપાધ્યાયજી ! તમોને વંદન કરૂં છું ! ૪

હે સઘળાં સાધૂજી ! હું તમોને પ્રણામ–નમન કરૂં છું અને પંચપરમેષ્ટિનાં ચરણમાં વિરામ લઉં છું ! ૫.



# સંત સાધુ–ગુરૂ ભકતને વંદન–તિખ્ખુ–તોનાં અર્થ.

[ ૨ ]

હે ગુરૂદેવ ? આ જગમાં કલ્યાણુ મૂર્તિ એક તમે. છો. મંગલ કરનાર પણુ એક તમેજ છો ! તમે ધર્મનાં જ્ઞાનવાલા જાણુકાર છો અને ધર્મનાં નામને ધારણુ કરનારા છો તમે. હે ગુરૂદેવ ! હું તમોને બે હાથ જોડી શીર નમાવી નમન કરૂં છું ? ૧.

તમોને પ્રદિક્ષા દઇને વંદન કરૂં છું–અને તમારા ચરણુ કમળમાં હું નમન કરૂં છું ? તમોને સન્માન દઉં છું–તમારો સત્કાર કરૂં છું અને તમોને નિષ્કામી–ઇચ્છા રહિત સમજી હમેશા સેવું છું ! હે નિષ્કામી ! બે હાથ જોડી–શીર નમાવી હું તમોને નમન કરૂં છું ! ૨.

તમે ગુણવાળા છો અને હું ગુણનો ગ્રાહક છું! તમે જ્ઞાનવાળા–જ્ઞાન દેનારા છો અને હું જ્ઞાન માટે ભીખ માંગનારો ભીખારી છું! હું અનેક આશાઓ રાખનાર આશાતૂર છું અને તમે પૂર્ણકામી એટલે સઘળી આશા રહિત છો! હે ગુરૂદેવ–પૂર્ણકામી! એ હાથ જોડી–શીર નમાવી હું તમોને નમન કરૂં છું! ૩.

---

## શ્રી ચોવીશ તિર્થંકરના નામ–ગુણની સ્તુતિ લોકસ–નાં અર્થ.

[ ૩ ]

લોકાલોકને પ્રકાશ કરનારા–ધર્મ તિર્થનાં સ્થાપનારા, રાગદ્વેષને જીતનારા અને કર્મરૂપી દુશ્મનોને ક્ષય કરનારા એવા ચોવીશ તિર્થંકર–કેવળી ભગવાનની સ્તુતિ કરૂં છે.

## ચોવીશ તિર્થંકરનાં નામ.

[૧] રૂષભનાથ [૨] અજીતનાથ [૩] શંભવનાથ [૪] અભિનંદન સ્વામિ [૫] સૂમતિનાથ [૬] પદ્મપ્રભૂ [૭] સૂપાર્શ્વનાથ [૮] ચંદ્રપ્રભુ એ આઠ તિર્થંકર ભગવાનને વંદન કરૂં છું—વંદન કરૂં છું! ૧.

[૯] સૂવિધિનાથ [૧૦] પૂષ્પદંત સ્વામિ [૧૧] શીતલનાથ [૧૨] શ્રેયાંશનાથ [૧૩] વાસૂપૂજ્ય [૧૪] વિમલનાથ એવા ચૌદ તિર્થંકરને અને અનંતજીનવરજીને પ્રણામ કરૂં—નમન કરૂં છું! ૨.

[૧૫] ધર્મનાથ [૧૬] શાન્તિનાથ [૧૭] કુંથૂનાથ [૧૮] અરનાથ [૧૯] મલ્લિનાથ [૨૦] મૂનિસુવ્રત્ત સ્વામિ [૨૧] નમિનાથ એવા એકવીશ તિર્થંકર ભગવાનને બે હાથ જોડી પ્રણામ કરૂં છું—નમન કરૂં છું! ૩.

[૨૨] અરિષ્ટનેમિ [૨૩] પાર્શ્વનાથ અને [૨૪] માં વર્ધમાન–મહાવીર સ્વામી છે એવા ચોવીશ તિર્થંકર ભગવાનની સ્તુતિ કરૂં છું–અને ઇચ્છા સફલ કરવાવાલા–અભય ચરણમાં પ્રણામ કરૂં છું ! ૪.

કર્મરૂપી રજ જેણે દૂર–શુદ્ધ કરી છે અને જરા મરણ જેણે દૂર કરેલાં છે એવા હે–કેવળી તીર્થંકર ભગવાન ! દયા કરનારમાં તમે શ્રેષ્ટ છો માટે પ્રસન્ન થાઓ ! મ્હને પ્રસન્ન થાઓ ! ! ૫.

નિરામયતા–આરોગ્યતાનાં ચિર ભંડાર છો ! શ્રદ્ધા દ્રઢ કરાવનારા–સદ્બોધ દેવા વાલા અને મોક્ષ પ્રાપ્તિ કરાવવાવાલા હે તિર્થંકર ભગવાન ! તમે ભાવ સમાધિસ્થ સ્થિર સુંદર શરીરવાલા છો અને સર્વ લોકનાં પૂજનીક તમે સિદ્ધોનાં મહારાજા છો ! ! ૬.

ચંદ્રથી અધિક નિર્મળ તમે છો–સૂર્ય કરતાં ઘણાં પ્રકાશવાલા તમે છો અને સાગર કરતાં વધારે ગહન તમો છો પણ તૂચ્છ જલનાં ટીપાં જેવી મ્હારી મતિ છે–તો હે ભગવાન ! ત્હમારી સ્તુતિ હું કેમ કરી શકું ?!! ૭.

સિદ્ધિને ધરવાવાલા–સિદ્ધોમાં શ્રેષ્ટ એવા હે વિઠ્ઠલનાં નાથ–સિદ્ધ હરનાથ ! મુક્તિરૂપી સંપત્તિ અને મોક્ષપદ મ્હને કૃપા કરીને દો ! મ્હને સિધ્ધિ દો ! ૮.

---

## શ્રી અરિહંત ભગવાનનાં ગુણ-નમન નમ્મોથાણું-નાં અર્થ.

ધર્મનાં આદ્યપ્રચારક–ઉત્પાદક તમે છો–ચાર તિર્થોનાં સ્થાપનારા હે પ્રભુ ! તમે છો. તમે અરિહંત છો–તમે ભગવંત છો અને

સ્વામિ છો ! હે નાથ ! તમોને શીર નમાવી હું નમન કરૂં છું—નમસ્કાર કરૂં છું ! ! ૧.

પુરૂષોમાં ઉત્તમ પુરૂષ તમે છો ! પુરૂષોમાં પુરૂષ સિંહ તમે છો અને પુરૂષોમાં શ્રેષ્ઠ સ્વામિ એકજ તમે છો ! હે નાથ ! તમોને શીર નમાવી હું નમન કરૂં છું—નમસ્કાર કરૂં છું ! ૨.

પુરૂષોમાં ઉજ્વળ કમળ પુરૂષ તમે છો—પુરૂષોમાં ગંધહસ્તિ જેવા તમે છો ! તમે લોકનાં નાથ ઉત્તમ સ્વામી છો; હે નાથ ! તમોને શીર નમાવી હું નમન કરૂં છું—નમસ્કાર કરૂં છું ! ૩.

હે પ્રભો ! તમે સ્વયં પ્રબોધી—આપે બુઝયા છો. હે પ્રભુ ! લોકનું હિત કરવાવાળો બોધ દેનારાં તમે છો. હે પ્રભો ! લોકનાં અંતરને પ્રકાશ કરનારા દીપક તમે છો. હે

નાથ! તમોને શીર નમાવી હું નમન કરૂં છું— નમસ્કાર કરૂં છું. ૪.

હે પ્રભો! અભયનું દાન દેવાવાલા તમે છો, તમે મોક્ષ માર્ગે ચડાવનારા ભોમીયા છો, હે પ્રભુ! હું તમોને નમન કરૂં છું, નમસ્કાર કરૂં છું!! શિર ઝુકાવી ઝુકાવી! ૫.

હે ભગવાન! લોકમાં પ્રકાશ કરનારા તમે છો! અભય ચરણનું શરણ દેવાવાળા તમે મહા દાતારી પ્રભુ છો! સંયમ રૂપી જીવનનું દાન દેવાવાલા હે પ્રભુ! તમે જીવન-દાતા છો! હે નાથ! હું તહમોને નમન કરૂં છું, નમસ્કાર કરૂં છું, શીર ઝૂકાવી ઝૂકાવી! ૬.

હે પ્રભુ! ઉપદેશનાં બીજને રોપવાવાલા છો તમે. હે પ્રભુ! તમે ધર્મનો ઉપદેશ દેવા વાલા છો! હે નાથ! તહમે ધર્મ દાન દેવાવાલા દાતાર છો અને ધર્મનાં સ્વામિ પણ

તમે છો ! હે નાથ ! શીર ઝૂકાવી ઝૂકાવી હું તહમોને નમન કરૂં છું—નમસ્કાર કરૂં છું ! ૭.

હે નાથ ! ધર્મક્ષેત્રમાં તમે મહારથી છો, તેમ ધર્મરથને હાંકનારા સારથી પણ તમે છો ! હે પ્રભુ ! સર્વ ધર્મોમાં તમે શ્રેષ્ટ સ્વામી છો ! હે ભગવાન ! શીર ઝૂકાવી ઝૂકાવી હું તમોને નમસ્કાર કરૂં—નમન કરૂં છું ! ૮.

ચાર ગતિનો ક્ષય કરનારા તમે ચક્રવર્તિ છો, તેમ સંસાર—સાગરમાં જીવ માત્રને મજબુત બોટ તમો છો ! હે નાથ ! જીવ માત્રને સંસાર સાગરથી તારનારા તમે નાવીક છો. હે નાથ ! શીર ઝૂકાવી ઝૂકાવી હું તહમોને નમન કરૂં છું—નમસ્કાર કરૂં છું !! ૯.

હે નાથ ! જીવોનાં દુ:ખ માત્રને મટાડનારા તમે અધ્યાત્મ ધન્વન્તરી છો ! સહુને—મ્હને એક અભય આશરો હે નાથ તહમારો છે !

નારકી આદિ ચાર ગતિમાં દુઃખ ભોગવતા નિરાધાર જીવોનાં આધાર એક તમે છો! હે પ્રભુ! શીર ઝૂકાવી ઝૂકાવી હું તમોને નમન કરૂં છું, નમસ્કાર કરૂં છું! ૧૦.

ક્રોધથી જેનું ખંડન થઈ શકે નહિ એવું ત્હમારૂં દર્શન છે-અને સર્વમાન્ય જ્ઞાનનાં ધરવાવાલા હે પ્રભુ! ત્હમે છો! હે પ્રભો! ચંચળ દશા-વિકલ્પદશાનો તમે અંત કરનારા નિર્વિકલ્પ છો! સર્વનાં અંતરનાં અંતર-જામી હે નાથ! ત્હમે એકજ છો! હે નાથ! શીર ઝૂકાવી ઝૂકાવી હું ત્હમોને નમન કરૂં છું, નમસ્કાર કરૂં છું!! ૧૧.

હે નાથ! તમે રાગદ્વેષનાં જીતનારા છો તેમ રાગદ્વેષને જીતાવનારાં પણ ત્હમે છો! હે પ્રભો! રાગદ્વેષને જીતનારા અજીતનાથ એકજ ત્હમે છો! હે નાથ! શીર ઝૂકાવી

ઝુકાવી હું ત્હમોને નમન કરૂં છું—નમસ્કાર કરૂં છું. ! ૧૨.

હે નાથ ! ત્હમે સંસાર સમુદ્રથી જાતે તર્યાં છો અને સ્હજ સ્વભાવથી બીજાને તારનારા પણ ત્હમે છો ! હે નાથ ! તમે સ્વયંજ્ઞાની છો, તેમ મહા જ્ઞાનને જાણવાવાલા છો ! હે નાથ ! શીર ઝુકાવી ઝુકાવી હું ત્હમોને નમન કરૂં છું—નમસ્કાર કરૂં છું ! ! ૧૩.

હે નાથ ! તમે સઘળાં કર્મોનાં બંધનથી છુટયાં છો અને બીજાને કર્મ બંધનથી છોડાવો છો ! હે નાથ ! ત્હમે સર્વજ્ઞ છો, અને સર્વદર્શી પણ છો ! હે નાથ ! શીર ઝુકાવી ઝુકાવી હું ત્હમોને નમન કરૂં છું—નમસ્કાર કરૂં છું ! ! ૧૪.

હે પ્રભુ ! સર્વનું કલ્યાણ કરનારા એક તમે છો ! હે નાથ ! ત્હમે સૂખનાં પૂર્ણ

વિરામ છો ! હે નાથ ! આ અનિત્ય સંસારમાં નિત્ય–અને અવિચળ એક ત્હમે છો ! હે નાથ ! શીર ઝુકાવી ઝુકાવી હું ત્હમોને નમન કરૂં છુ–નમસ્કાર કરૂં છું. !! ૧૫.

હે પ્રભુ ! ત્હમે રોગ અને પીડાથી રહિત છો. હે પ્રભુ ! ત્હમે અંત અને ક્ષયથી પણ રહિત છો ! સિદ્ધોમાં શ્રેષ્ટ એવા હે વિઠ્ઠલવર હરનાથ ! ત્હમે મોક્ષનાં સ્વામી છો ! હે નાથ ! શીર ઝુકાવી ઝુકાવી હું ત્હમોને નમન કરૂં છું, નમસ્કાર કરૂં છું. !!

**ઇતિ—શ્રી સિદ્ધ સંગીત–સામાયક**

અથવા

**ભજનનોકરશી–પ્રભુનામગુણચિંતામણીનાં**

**—: અર્થ સમાપ્ત. :—**



